# હુન્નર પ્રસારક.



ભાગ ૧ લો.

રચનાર.

કવી ભાઇલાલ મગનલાલ-વીંછુવાળા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. ગોકળદાસ મોહોલાલ-મહમદાવાદી.

અમદાવાદ.

"વિકટોરીઆ" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ચમનલાલ
છગનલાલે છાપ્યો.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

કીંમત રૂ. ૦-૨-૦.

ગુજરાત ... અમદાવાદ
# આશ્રય દાતા.

૯૭

## અંતર લાપિકા.

### દોહરા.

સાબાસ છે સાંયુ સખા, સાચવી છે સુભ પ્રીત
ભાઇકરતાં સખા વધે, ગોકળની એહી રીત.
ઇશ્વર રહે રાજી સદા, કરી બુકમાં સહાય;
લાજ રાખે મારી હરી, રક્ષા કરે મમ માય.
લખતો લહેરી સું લલાટ, દાતારને કંઇ રંક;
મમ મમતા પુરી કરે, સળગે નહી કદી લંક.
ગગન મંડળ ગાજે વળી, મોસાળે લઇ જાય;
નક્કી જીવ જુદા નથી. હરણી સમ તમ રાય.
લાજ રાખે જો આપણી, લાખ અપાયા જાય.
લલાટે લક્ષમી લખી, લખ્યા લેખ લયડાય.

## હુન્નર પ્રસારકના હુન્નરો.

કાથીના ગલીચા, ભોટવા ભરતરના, કપુરની માળા, ચક, બાદશાહી સળી, રાજવંશી સલેટ, મંત્ર તથા ત્રંત્રનો ટુંકસાર, વાંચેથી બેડો પાર આ લખેલા હુન્નરો કેવી રીતે કરવા તેના પ્રદર્શન સાથે તથા પ્રમાણીક વજનથી, અભણ માણસ પણ હુન્નર શીખી હુંશીઆર થઇ પોતાના કોમળ હૃદયની આસીસ આપે, તોજ ગુરૂ થકી જ્ઞાન ઉત્પન્ન થયું માનીએ. ગુરૂવીના જ્ઞાન મળતુંજ નથી.

# હુન્નર પ્રસારક ભાગ ૧ લો.

## દોહરો.

હુન્નર પ્રસારક હુન્નર થકી, લખી બુક ભરપુર;
મનોરંજક વીંટી વાંશે. થાય કલ્પના દુર.

## હુન્નર પ્રસારકનો ટુંકસાર:-

મહમુદપુરની મઝા; પરદેસની મુસાફરી તેમાં આવતી આફતમાં શોકાતુર થવુ, દુઃખના દરિયામાંથી સુખના સાગરમાં આવવું, હુન્નરો શીખવા જય મેળવવો, મારા સ્વદેશી ભાઈઓ દેશાઅભીમાન રાખવા, દેશી હુન્નરને માન આપવા, આપે કરામત શીખવા પુરૂષોત્તન લેવાની ખાસ ફરજ છે.

વિચારોકે,-આપના બાપદાદા શો ધંધો કરતા હતા, તેમણે કેવા ધંધામાં પૈસા પ્રાપ્ત કર્યા તેવા ધંધાને મૂકી એક પાપી પેટને માટે પોતાનું પુરૂષાર્થ ગુમાવી પારકા પેટ ઉપર પાળી (છરી) મારવી. તેના કરતાં બહેત્તર છે કે આ અંધારી અવનીમાં મરવું ભલુ સારૂં છે. પછી ધણીને સુઝયું ઢાંકણીમાં ને પાડોશીને સુઝયું આરશીમાં.

## દોહરો.

હુન્નર હામને હામ છે, હુન્નર હેત હથીઆર;
હુન્નર કરે સંતોષથી, તો થાવે જયજય કાર.

## અહેમદાવાદનો મઝા—રાગ ચોપાઇ.

અહેમદાવાદ છે સુંદીર શહેર, નગમાહ માતાના મહેર;
મહમદશાહનું મોટું ગામ સુંદીર જે બંધાવ્યાં ઠામ
કુવા વાવને નદી તળાવ શોભે સુંદર પાણી ભરાય;
બંધાવ્યો ભમરાયો ક્વો. તેના શોભા સહુજન જુઓ.
રોઝા રોજી મોટું ધામ, મુસલમાના પકાનું ઠામ;
દરવાજા શોભે છે ચાર તેની શોભાના નહીં પાર.
ધન્ય રણમુક્તેશ્વર નામ, જાત્રાળુનું મોટુ ધામ;
બહુ શીવરાત્રીએ જાય, દેવ તે દીવસ પૂંજાય.
અહેમદાવાદથી ત્રણેક ગાઉ, હું જોવાને માટે જાઉં;
ધન્ય અસલ વખતના જન. તેમનાં મન સદા નીર્ગમન.
એવા લોકો હાલ નથી, શું વખાણ કરૂં હું કથી.
ધન્ય જન હરગોવન દાતાર, સુ કૃત્ય કહું આવે ન પાર.
મહમદપુર નાનું મુંબાઇ, અને એવી શોભા કંઇએ નહી.
મ્યુનીસિપાલીટી હસ્પિતાલ, ભણવાને મોટી નીશાળ.
કન્યાશાળા ઉર્દુ નીશાળ, પઢવા આવે સૌનાં બાળ.
પીંગળ પાઠ હું પઢ્યો નથી બનાવ્યું અક્કલથી મથી.
ભુલ માફ કરજો મારી, જ્ઞાનવડે લો સુધારી.
કોરટને ગાડીનુ કામ, ગ્રંથ કર્તાનુ લખ્યું છે નામ.
ખેડા જીલ્લાનુ છે ગામ. પંડયાપોળ તેનો મુકામ.
અલ્પ મતિથી લખ્યું આ, વાંચી ખુશી થાવો હા.
રાગ રમણીક છે ચોપાઇ, મધુર સ્વરે લેજો ગાઇ.
સરસ્વતી માતાની સ્હાય, તેના પ્રમાણે સૈકા થાય.

આ પ્રમાણે મહમદપુર મણી માફક મજરોકરી રહ્યું છે, અને બારીક બાબતોનું બહાર ઉડાવા રહેલું સ્ટેશન છે, દરેક બાબતોમાં મહમદપુરનું નુર દીન પ્રતિદીન ચડતું જાય છે. એમ ચારે બાજુઓમાંથી સાંભળવામાં આવે છે. પરંતુ ખરે દીલગીરી ભરેલી વાત એ છે કે, વરતમાના પ્રાય બાળકોની રોગ સ્થિતિમાં હિંદ પુષ્ય, મનુષ્ય, ભોગવતાં જોવામાં આવતા નથી. પ્રજા ઉત્તરતોતર નબળી થતા જાય છે, અકાલીક માથાના કેસો સફેદ થવા લાગ્યા છે. દાંત પણ અકાલીક પડી જાય છે. અને પદરને સોલ વરસ થતા પહેલાં બાળ લગ્ન કરવા તૈયાર થઇ જાય છે, ચાલીસ વર્ષના ઉમરનાં તો ઘર સંસારની મજા જોઇ લઇ ઘરડા ડોસાના જેવો થઇ જાય છે. કુદરતોના ફેરફાર સામે ટકી રહેવામાં સામર્થ તદન જતું રહ્યું છે, જેથી રોગોના હુમલા થતા જીવન શક્તિનો નાશ થઇ ગએલો હોવાથી મરણને શરણ થવું પડે છે. તેમ વસ્તીની સંખ્યા કમી થતી જાય છે તે સમજાય, તે સારૂ દશ વર્ષમાં અંતરે એકજ તારીખે સર્વ સ્થળે વસ્તી ગણતી સરકાર તરફથી કરવામાં આવે છે તેના આંકડા આપણે તપાસીશું તો એકંદર વસ્તી દશ વર્ષના અંદરે ઘટેલી માલુમ પડશે. અને ખાત્રી થયા વીના રહેશેજ નહી. હાલમાં દીનપ્રતિદીન આગળ વધતા જતી, વૈદકની શોધોથી દવાખાનાથી, દાકતરોથી. અને દવાઓથી મરણનું પ્રમાણ ઘટવાને બદલે ઉલટુ વધતું જાય છે. આજથી ત્રીસ વર્ષ ઉપર જે દવાખાનાની અને દવાઓની જાહેરાતો બહાર પડવા લાગી છે. અનેક જાતના વૈદકો વૈદકના હથીઆરો અને પત્રો પણ શોધી કાઢેલાં છે. દવાઓના મોટા મોટા ગ્રંથો લખાયેલા છે. તો પણ દર્દીઓની સંખ્યામાં ઘટાડો થતો નથી જો દવાઓથી રોગો નાબુદ થતા હોત. તો દર્દીઓની સંખ્યા પણ વધત નહી.

આપણે કબુલ કરીશું કે પ્લેગ આદી સ્પર્શ જન્ય રોગોથી મરણની સંખ્યામાં વધારો થયો છે, પરંતુ તેવા રોગો સામે થવાને આપણે શા માટે શક્તિમાન થતા નથી એ રોગો મટાડવાને માટે રસી પણ મૂકવાની શોધ થઇ ચુકી છે. એવા હઠીદ્રતાના રોગોને મટાડવાને કોઇ વૈદ કે ડૅાકટર હીંમત ભીડી શકતા નથી. રોગો થવાના મૂખ્ય કારણો છે, તેનો નાશ કરવામાં આવતો નથી. આવા ઘણી જાતના રોગો ફાટી નીકળવાનું કારણ—આપણા રહેવાના મકાનમાં સુર્યના કીરણોનો પ્રકાશ આવતો નથી. તેમજ પુરતો ઓકસીજેન પ્રાણવાયુ મળી શકતો નથી. તો પછી આપણા દેશનું કલ્યાણ ક્યાંથી થાય. ભાઇ, જો આ પ્રમાણે આપણી નિરમાલ્ય પ્રજા દુઃખી થવાનું કારણ દેખાઇ આવ્યું છે. તેમ હુન્નરોથી હુંશીઆર ક્યાંથી થાય, પણ ઉલટો દરિદ્રતાનો દવ સળગી રહ્યા છે. અહંકાર રૂપી વાયુ વાઇ રહ્યો છે. વેદવ્યાસે લખેલું ભારત કે-જેમાં કૌરવોને પાંડવોનું તુમૂલ્ય સંગ્રામ વર્ણવેલું છે. તે સમય હકીકતની કથા સાંભળીને કેટલાએક વીર પુરૂષો આનંદ માનતા હતા. તેમજ રામચંદ્રજીએ અભીમાની રાવણ ઉપર ચઢાઇ કરીને યુદ્ધ કર્યું. તે પ્રસંગનો વીર રસમાં ભળીને કેટલાક આનંદ માનતા હતા. તેમજ ચંડી ચરીત્રે ક અષ્ટ ભુજા દેવીએ મહિશાસુર સાથે યુધ્ધ કર્યું છે, તથા રકતબીજ જેવા મહા બળવાન રાક્ષસોના વધ કર્યો છે. અને શુંભ તથા નિશુંભ સાથે અત્યંત યુધ્ધ થયું છે, તે વીગેરે વીરરસ જાણીને વીરપુરૂષો પ્રસન્ન થતા હતા એ સત્રજો પૂર્વનો રસ હતો તે રંગ ચાલ્યો ગયો, માત્ર તે પુર્વનો ઇતિહાસ સાંભળીને વીરરસનો જોસો થવાનું સાધન લેખકો મૂકી ગયા. હવે દરદી માણસપર વિપતી આવી પહોંચી, આવી વિપત સમયે બળવાન થવા ક્ષત્રીજનો કેવા પ્રકારે ધૈર્યતા રાખે

છે વળી હીંદ ભુમી રૂપી હીંદ દેવીનું રક્ષણ કરવા માટે હાથમાં ઢાલ, તરવાર પકડી હુન્નરનું હથીઆર સજવા માટે તથા મારા દેશ ભાઇઓ દુઃખી થતા જોઇ અમોએ આ હુન્નર પ્રસારક બહાર પાડયું. તે હુન્નરોથી મારા દેશીઓ શીખી વાકેફ થાય. અને પોતાનો અમૂલ્ય વખત મોઝમાં ઉઠાવે. આવું ધારી સંવત ૧૯૫૭ ના ભયંકર દુકાળમાં સૂર્ય ઉદયના સનીશ્વર બૃહસ્પતિ ભારે હોવાથી રતુ માસનું પુજન મેં લેખક વીદેશ નાકળવાનો વિચાર માંડી વાળ્યો અને એક આવી કલ્પના વિચારમાંથી ઉઠી આવા અલૌકીક વિચારમાં ચાલુ પી મારા સ્થળે આવ્યો. ત્યાં એક મારો જીગર દોસ્ત ગોકળ નામનો માણસ બેઠેલ હતો. તેની પાસે હું મારી ઉદાસ વૃત્તિથી જઇ બેઠો મારો જીગર દોસ્ત હુંશીઆર, ચાલાક અને ચતુર હતો તેથી તેણે પોતાના નામના સ્થિતિના વિચારો દરસાવી મારૂં કોમળ મન પ્રફુલીત કર્યું અને હુન્નર પ્રસારક ચોપડીના હુન્નરો બહાર પાડવા નક્કી કર્યું. એટલે મેં વિચાર કર્યો કે લાવ હવે મારા આ હાલણજ દોસ્તને મારી દુઃખ સુખની વાત કરૂં. જો ડાહ્યો દોસ્ત હશે, તો મારી પુરતી તનની તૃષ્ણા બુઝાવશે. દીપક અને ચતુર ચંદ્રનું તેજ છુપું રહેતુંજ નથી જેમ લાખો અને કરોડો પથરામાંથી એક ખરો ઝગઝગાટ ચળકતો હીરો મળી આવે તેમ તનની તૃષ્ણા ખોલે તેવો કોક મીત્ર મળી આવશે

ચાલ, ચાલ ગોકળે વિચાર કરતાં કરતાં વહાણું વાવા આવ્યું. અને આળસમાં ને આળસમાં લલ્લુભાઇએ ભરૂચ ગુમાવ્યું. અને દીલબાજ દોસ્ત રાત્રી જવાથી નીદ્રાને વશ થઇ ગયો. હું પણ સુતો, ઉંઘતો આવી નહી, એટલે વિચાર બદલવાથી કાગળ પેન્સીલ લઇ લખવા બેઠો. અને થોડા ઘણા મારા જાણીતા હુન્નરો બહાર પાડયા, હુન્ન-

રતુ તાગ, મકરાન સાથે, એક રૂપિઆની કાથી દસશેર લીધી તથા લોઢાના પાંચ ઇંચીઆ ખીલા પચીશ લીધા. તથા બે સોયા લીધા, તથા સુતળી લીધી, લીલો તથા ગુલાબી રંગ લીધો, આ સામાન લઈ કાથીને ત્રણુસેરો ગુથી બે દોરડાં બનાવ્યાં, તે દોરડાંને લીલા તથા ગુલાબી રંગે રંગ્યાં.

આ ચાર જાત બનાવવા માટે રંગેલા દોરડાંને આપણી પાસે રાખી લાવેલા ખીલાને જમીન ઉપર ખલ્લો પાડી પાંચ ઇંચ છેટે ખલ્લા ઉપર ખીલા મારવા. પછી રંગેલા દોરડાંનો ખીલા ઉપર વાંણો તથા તાંણો નાંખવો તાંણો નાંખ્યા તેજ દોરડા ગુંચળા ગુંચળા કરી રંગીત બેરંગીત તાંણેલા તાણામાં અકસ્રે શીવવા; તાણો પૂરો થયેથી તેના ઉપર પાણી છાંટી તે તાંણાને જમીન ઉપરથી ઉખાડવો એટલે તે કાથનો ગાલીચો તૈયાર માટે મારા વહાલા વાંચકો આ પ્રમાણે પહેલવહેલું ઉમંગથી કાથનું કામ ચલાવ્યું તેમાં આશ્રય સારો મળ્યો દશ પંદર દીવસમાં થોડા રૂપિઆ પેદા કર્યા, એટલે બાગન હુન્નરપર લક્ષ લાગ્યું. અને બીજા હુનરો બહાર પાડવા સત્વર થયા અને બજારમાં જઈ કાથી વધારે લાવી ભરતર ભોટવાનું કામ શરૂ કર્યું.

## ભોટવાની ગુંથણી.

આ ચારેના ઉપર જુદી જુદી પ્રકારની ગુંથણી ગુંથાય છે. બટક ઉપર બારીક ગુંથણી આવે છે. ભોટવા ઉપર ભરપુર ભરત આવે છે. કુંડા ઉપર સ્ડેજસાજની જરૂર છે. ને ઝારી ઉપર ઝુલક્ષાંના ગુંથણી મૂકવી જોઇએ. કાથીના એકજ દોરડાની એકજ ગુંથણીથી આ બંને કામ થાય છે

પ્રીય વાંચકો આ બંનેમાં ફક્ત વાંણા તાણાનો ફેર છે, ફુલ નાના મોટા મૂકવાની સરાધ છે. જો આ બંને હુન્નરો શીખી હુંશીઆર થાયતો માસ એકના રૂપિઆ ફ્શનો પગાર ઘેર બેઠા મેળવી શકે. તેવો હુંશીઆર અને પ્રવીણ થાય છે.

## હુન્નર પ્રસારક ત્રીજો કપુરની માળ.

આ હુન્નર રાજવંશી છે કોઇ રજવાડામાં જઈ પ્રસાર કરવા જેવી છે. કાઠાઆવાડમાં ઘણાં રજવાડામાં પ્રસાર થઈ ગઇ છે આ કપુરના માળાના મણકાનું કપુર ઉડીજતું નથી મણકા ભાગતો નથી.

રંગીત બે રંગીત કરી આપવામાં આવે છે મણકા ગ્રહાકના મન પ્રસન્ન કરી આપવામાં આવે છે. એક માળાની અંદર કપુર શેર ૦ાા, સફેદ મળીઆ ૦ાા રૂપિઆ ભાર, ફટકડી ૦ાા રૂપિઆ ભાર, રંગ, જેવો કલર કરવો હોય તેવો પોટાસ તેટલો નાખવો. પછી આ ચીજોને ખાંડી બારીક ચાળી નાખવી ને તે ચાળેલા ભુકાને આકડાના દુધમાં બાંધવો તેનો ગોળો બનાવવો. ને તે ગોળાને કચરાના તાજા કાચા ગોળામાં મૂકવો તેને વાસણનું મોઢુ ગાયના છાણ માટીથી શીલ કરવું શીલમાં કોળીનાં હોરિયામાં જેમ કાણુ પાડે તેમ શીલમાં પાડવા ને જમીનમાં એક હાથ ખાડો ખોદવો તેને ખાડામાં આ કપુરના ગોળાનું વાંસણ મૂકવું પછી તે જમીનનું મોઢુ વાસણ[illegible] ગાર્ડ બંધ કરવું પછી તુરત અડેરા છાણા ગોળા શેર[illegible] [illegible] પચીસ સળગાવવા રાત્રે છાણા બુઝાઇ સવારમાં તે ગોળાને [illegible] કહાડવો તેને ખાંડી ભુકો કરવો તે ભુકાને સફેદ ગુંદર પાશેર આકડાના દુધમાં પલાળવો તે ગુંદરને ભુકાનું મિશ્ર કરી જેવા મણકા જોઇએ

તેવો બનાવવો એક હાથમાં સોય બાજપાતળી મણીકાના પ્રમાણમાં રાખવી. તે દોરાને પરોવેલી સોયમાં બનાવેલો મણકો પરોવવો એમ જેટલા જોઇએ તેટલા મણીકા પરોવી તેનો હાર કરવો પછી પેલી કરેલી ભઠીમાં બકરાની તાજી લીંડી શેરેશેર નાખી વચમાં મણીકાનો હાર મુકવો પછી તેજ ભઠીનું મહોડું શીલ કરવું અને પહેલાની માફક તાપ આપવો. આખી રાત ભઠીમાં રાખી સવારમાં ભઠીમાથી મણુકાનો હાર કહાડવો પછી તેના જેટલા કલર કરવા હોય તેટલા કરવા, તે કપુરના મણુકા તૈયાર થયા પછી ૧૦૮ એકસો આઠ મણુકા ચાંદી સોનાના વાળામાં જડાવો, એટલે કપુરની માળા તૈયાર થઇ હવે દીન પ્રતીદીન અમારૂ નસીબ ચડતું થયું થોડા વખતમાં જય મેળવીએ, પણ શું કરીએ, નસીબે ભમાવ્યા, થોડા રૂપિએ મન લોભાવ્યું, એટલે તો એક ચોથો હુન્નર પણ પ્રસાર કરવા આદર્યું.

## હુન્નર પ્રસારક ચોથોઃ-ચક.

ચક કંઈ એક જાતના બનતા નથી વાંસની બારીક સળીઓનો બને છે, ઝીણા કીડીઆનો બને છે, જુડા મોતીનો બને છે નેતરની સળીનો થાય છે, જુજ કીંમતમાં સરખટનો પણ થાય છે. પહેલવહેલા જેટલા માપનો ઓડર મળ્યો હોય અને જે માપજથી બનાવવો હોય તેટલા લોઢાના ખીલા પાંચ ઇંચ છેટે ચોડવા, ને જેટલા માપનો ચક બનાવવો હોય તેટલા માપની વાંસની બે ચીપાટ કરવી. ને ચીપાટો સારી સરસ ને સુવાળી બનાવવી પછી તે ચીપાટોને જેટલા લાબા માપે ખીલા ચોડયા હોય તેના ઉપર ચીપાટ બાંધવી બંને ચીપાટને સુતરની પાંચ ઇંચ છેટે દોરી ડબલ નાંખવી પછી તે દોરી વચમાં વાંસની સળી ઘાલવી, તે સળીને બંધ બાંધવા સુતરની પાકી દોરીને ચીપાટ





તથા સળીને વચમાંથી જેટલા બધે બાંધવી હોય તેટલા બંધો બાંધવી અને ચોપાટ વચમાં સળી બંધ થયે ચક તૈયાર થયો પછી તેને મન પસંદ રંગે રંગવો ને તેને લાલ કપડાની કીનારી સીવવી એટલે ચક તૈયાર થયો પછી પાંચમો હુન્નર કરવો.

## હુન્નર પ્રસારક પાંચમો:—બાદશાહી સળી.

આ સળી એવીતો સરસ છે કે આંખમાં આંજવાથી દરેક દરદને દુર કરે છે. આ સળી બનાવવા માટે ફટકડી શેર ૦ા બરાસ, શેર ૦। કપુર બે રૂપીઆભાર, સફેદ મળી રૂપીઆભાર, તથા સુરમો રૂપીઆભાર, આ દરેક ચીજોને ખલે ચડાવવી, પછી ચાળી નાંખવી તેને એક કથરાના કોરા કટોરામાં નાંખવી પછી તે કટોરાને સઘડી માં દેવતા સળગાવી જોઇતો તાપ આપવો ચાસણી તપાસીને સળીનું લોખંડના પતરાનું મસાન બનાવવું, ચાસણી સરસ થઇ કે તેને મસીન માં નાંખવી તે બરોબર ઠરે એટલે બહાર કહાડવી તો તે સળી તૈયાર થઈ.

## હુન્નર પ્રસારક છઠો:—રાજવંસી સલેટ.

આ સ્લેટ રાજ વંસી છે. ખીસા પાકીટમાં રહી શકે, ભાગવાનો સંતાપ નહી આ સલેટ બનાવવા માટે સગગવાના મુળનાં છોટરાં બાળેલાં શેર ૦ાા સુધ્ધ દીવેલની મેસ નવટાંક કાચ નવટાંક ચાક નવટાંક આ દરેક ચીજોને ઝીણી કચરી પાઉડર બનાવવો. તે પાઉડરને જાડા કાગળના ૦ાા ઇંચીયા પુંઠાના કકડા જેટલી સલેટ બનાવવી હોય તેટલા

આપતા કકડા બનાવવા. પછી પેલા પાઉડરને થોરના દુધમાં તથા સફેદ ગુંદરમાં નાંખી ગોળો બનાવવો. તે ગોળો જેવો ચોપડાય તેવો બાંધવો ને ગોળામાંથી બે રૂપીઆભાર લઇ પાંચ ઇંચીઆ પુંઠાના કકડાને પાલીસથી આપવો તે કકડો તૈયાર થયો એટલે તેને સુર્યના તાપમાં સુકવવો. સુકાય એટલે તેના ઉપર જે કલર કરવો હોય તે કરવો તેને શોભીતા ચોકઠામાં બેસાડવો પછી તેના ઉપર સાધારણ સફાઇદારને માટે હાથ મારવો એટલે તે સલેટ તૈયાર થઇ, પછી તેના ઉપર ગમે તેનાથી લખો અને ભુસો, મારા પ્રીય વાંચકો હવે આટલા હુન્નરો લખી હું પણ નીંદ્રાને વશ થયો. પ્રાતઃકાળ થઇ ગઇ, એટલે અમે બંને દોસ્તો દાતણ પાણી સ્નાન ધ્યાન કરી તૈયાર થઇ સવારની ગાડીમાં રાજનગરની ટીકીટ લઇ બેઠા ગાડી ધમધમ ચાલે છે. સીતળ પવનની મંદમંદ આવતી લહેરોથી વિચાર પણ બદલાય છે. કે જાણે ખરેખર સત્યનારાયણનો પોગ્રામ ના પડતો હોય એવો દેવતાઇ દેશમાં એક હીંદુ અને ઢેડનો વાદવીવાદ સાંભળ્યો ઢેડ કહે છે,–હું મોટો. હીંદુ કહે છે,–હું મોટો એટલે હીંદુભાઇનો મીજાજ એકદમ બડબાઇ ગયો, અને બેઠેલા ઢેડને કહેવા લાગ્યો કે ઉતર એકદમ ડબામાંથી ઢેડ કહે છે જા જા હવે નથી ઉતરતા સું કંઇ તારા બાપનો ડબો છે તે? પૈસા ખરચ્યા હશે, અને બાજાએ કાકરા ખરચ્યા હશે. એટલે હીંદુ કહે છે જોવું-છે, તારે હું ખરૂં કહુંછુ ઉતરવું હોયતો એકદમ ઉતર, નહીતો મારે તને હમણાં હાથે ઝાલી ફેંકી દેવો પડશે. સું તું કંઇ અમારા હીંદુભાઇનો ધર્મ ભ્રષ્ટ કરવા બેઠલ છે આવું ગાડીનું ધમસાણ સાંભળી હું લેખક મારા જીગર દોસ્તદારને પુછવા લાગ્યો. કે આ હીંદુ અને ઢેડનો વાદવીવાદ સાંભળ્યો. જીગર

કહે છે. ભલાભાઇ એમાં તે શું સાંભળેવું હતું. બધું ગોકળ સાંભળી અત્રે ગાડીમાં બેઠેલ છે. વેલ મીસ્તર લેકખ મેં મારા મનની દરેક મમતાઓ માલીકની કીરપાએ પાર પાડી છે. ને હજુ પણ પડે છે. તો આ હુન્નર પ્રસારક ચોપડીમાં મને કંઇ પણ લાભ મળસે. લેખક કહે છે, કેમ નહી મળે. ઇશ્વર દરેકની આશા પુરી પાડે છે. તેમ તનારી પણ અસમત પુરી પાડશે. ભાઇ, રાજનગર આવ્યું. હવે પ્રેસમાં એકદમ હુન્નર પ્રસારક ચોપડી જાહેર ખબર તરીકે બહાર પાડો અને બીજો ભાગ ખુપ મંત્ર જંત્ર અને ત્રંત્રથી સંપુર્ણ કરો

કેમ ભાઈ ગોકળ, આ ગાડીમાં બેસવાથી બીજું પણ ફારસ જોયું. એકતો હુન્નર પ્રસારક, બીજી ગાડીની ગમમ્ત, અને તીજો હીંદુ ઢેડનો વાદવિવાદ.

ગોકળ–ભલાભાઇ તને ખબર નથી, કે આતો કળજુગ છે. જે તરીને પેલીપાર ઉતરી ગયો, તેતો પેહેલા ભવમાં મોક્ષપદ પામી ગયો. ભાઈ, હવે આ દુનીયાંમાં કંઈ નથી.

---

## કળજુગ વીસે.

કળજુગ કહે હું છું બડો; જ્યાંય ત્યાંય સતળી;
અર્ધમીના આસપાસમાં, વાસ બાંધીને રહું.
કુકરમી કરાવું કરમથી, ધારી મનની ઉમંગ;
સત્ય છોડાવું સહાય થઇ, ભંગ કરાવું રંગ.
જંગ મચાવું જગત વીસે, નાંખુ મોહના ઝાર;
દશ વરસની રામાને, આપું એક કુમાર.

વ્યસન વસાવું વાતોમાં, ઘોળું ખીરમાં ઝેર.
એક મરદોસે મેરી ઘણી, પણ મરાવું ઠેર.
આમ્રફળનો રસ કેટલો, ગમે તેટલો ખાય;
મુખ મનના કહે વળી, અભાવો નવજાય.

---

## ગાડીવાળો—:-રાગ મનહર.

આવી આ રેલગાડી, શહેર ઠેર ટેસન વાડી.
ધમધમ કરતી, ગુબકારાથી જાય છે.
ઈન્જીન અવાજ કરે, પોટર નિશાન ધરે.
ત્યાર પછી તાર જાય, ત્યારે ટીકીટ થાય છે.
રસ્તામાં રેલ પુલ, બેઠાનું લેશે મુલ.
કુલ તે હીસાબ કરે, નાણું નહી ગણાય છે
સુંસરી સપાટા બંધ, ધુમાડાથી આવે અંધ.
આવે ટેશનની પાસ, શીંગીલ પડાય છે.
ટીકીટો ચેક કરે, નોકરો પેરા ભરે.
બરફી પેંડા ખુબ માલ તાજા વેચાય છે.
બેસે કંઇ રંકને રાય, કંદોઈની પેદાસ થાય.
મીઠાઇઓ ખુબ ખાય છે, ઢેડ પણ ચાહે છે.
મુંબાઇથી ઉપડી, સુરતમાં સાસરવાસ;
અમદાવાદમાં ઝુંપડી, બાંધીને રોકાય છે.
મસ્ત કુદરતે હાલ, બનાવ્યો ખુબ ખ્યાલ.

લોક લઇ મજેમાં છેલ, ગાતા કંઈ જાય છે.
જુઓ: જન ચીત ધરી, ગાડી ધડતારેવળી.
કારીગરી ખુબ કરી, ઈન્જીન જોડાય છે.
બારીક બહુ કર મુકી, કરથી ચગાવી કુંચી.
ઓછાવત્તી તાણી બાર, ઝટકારે જાય છે.
લીલાયતી વિવેકી જનો, હીંદુમાં વધુ તોશાનો.
આવ જાય હીંદની, ચડતી પડતી ગણાય છે.
ડબા સઉ દીપી રહ્યા; ફર્સ્ટ કલાસ જોડાઇ ગયા.
ક. ભ મ. કવીરાજ કહે, ગાઈ ખુશી થાય છે.



# સોખીનોને ખુશ ખબર.

સરવે ધર્માભિલાસી હિંદુભાઇઓને આ ઉપ- ખબર આપવામાં આવે છે કે અમોએ હાલમાં માંડવી પોળના ફુવારાની પાસે શ્રી કૃષ્ણવિલાસ હિંદુ સુખ તીઅહુ નામનું હોટલ ખોલેલ છે. તેની અંદર ગરમ દુધ, આઇસ, સોડા, લીમડેટ, તથા દરેક જાતનું ખાવા શુદ્ધ ઘી, તથા દુધનું બનાવવામાં આવે છે. આપ હજી હોટલોનો સપરેટ દુધનો ચા પી કંટાળયા હો, આપણો ઉત્તમ ધર્મ સાચવવા મળતા હો તો અમ દુકાનની મુલાકાત લેવાની ખાસ ભલામણ છે.

શા. ભાઇલાલ લલુભાઈ.

માલીક.--કૃષ્ણવિલાસ હિંદુ હોટલ.

## આણ બચાવનાર વીંટી.

આ અમારી સાપ ઉતારવાની વીંટી હાથની આંગળીએ પહેરવાથી સાપ ઉતરે છે. પરંતુ તે અંગુઠીને દર શનિવારે રાત્રે બારથી એક સુધી હનુમાન જઇ તેલ- નો ધુપ લોબાન કરી તથા આકડાના ૧૦૮ ફુલંનો હાર પહેરાવી હનુમાનને પગે લાગી અંગુઠી મુકવી, પછી તે થોડી વાર પહેરવી. આ પ્રમાણે દર શનીવારે કરવું તથા એક વખત જમવું. જેથી અંગુઠી અમર થઇ પડશે.

કીંમત રૂ. ૦-૪-૦. બનાવનાર.

બી. પી. શાહ એન્ડ કું.--વીંઝુવાળા.

